શ્રી ૧૧.

# ચંદ્રકાન્ત નાટકનો ટુંક સાર.

---:o:---

## અંક પહેલો.

---:o:---

### પ્રવેશ પહેલો.

(સ્થળ-હેન્ગીંગ ગાર્ડન.)

રાધાગવરી તથા વિદ્યાગવરીનું બગીચામાં ફરવા આવવું લગ્ન સંબંધી તથા ફેશનનો વાદવિવાદ; ત્યાં ચંદ્રકાન્ત તથા વિનોદરાયનું આવવું; ચંદ્રકાન્તનું વિદ્યાગવરી સાથે દૃષ્ટીમીલન. (પ્રેમનું પ્રથમ પગથીયું.)

### પ્રવેશ બીજો.

(સ્થળ-ખુશાલનું ઘર.)

નવીએ બ્રહ્મચારીને શોધવા મોકલેલા ખુશાલનું આવવું; ખુલકણા સ્વભાવ માટે વિચાર; નવી તથા મધુરનું આવવું-રીસામણા-મનામણા (ગમન.)

## પ્રવેશ ત્રીજો.

(સ્થળ-ચંદ્રકાન્તનું દીવાનખાનું.)

વિદ્યાગવરીની લગનીમાં ચંદ્રકાન્તનું દીવાનાપણું. વીંટી, રૂમાલ તથા ચીઠ્ઠી લખી વિદ્યાગવરીપર મોકલવા માટે ભૈયાને આપવી; નિતિચંદ્રનું છૂપી જવું; ભૈયાપાનેથી ચીઠ્ઠી છીનવી લઇ વાંચવી; ચંદ્રકાન્તને ઠપકા આપવા; યશોમતિનું આવવું; વિદ્યાગવરી ગરીબની દીકરી છે માટે તેની સાથે લગ્ન નહિ કરવા ચંદ્રકાન્તને સમજાવવું. ચંદ્રકાન્તની હઠ અંત લગ્નનું નક્કી.

## પ્રવેશ ચોથો.

(સ્થળ--રસ્તો.)

રાધાગવરી તથા વિનોદરાયની પ્રેમ ચેષ્ટા; ચંદ્રકાન્તને ફસાવી પૈસાનું પાણી કરવા યુક્તિ રચવી; જાનકીનાથનું આવા કાર્યમાં સામેલ થવું; ત્યાં ચંદ્રકાન્તનું આવવું; ત્રણેની રચેલી જાળમાં ચંદ્રકાન્તનું ફસાવું; અવળે રસ્તે ચડવાનું મદીરાપાનથી મંગળાચરણ.

## પ્રવેશ પાંચમો.

(સ્થળ--ખુસાલનું ઘર.)

અપવાસી નવીએ બ્રહ્મચારી આવવાની રાહ જોવી; તથા બુઢા ખુશાલ પ્રત્યે કંટાળો; ખુશાલનું બ્રહ્મચારી

સંગીત આવવું; નવી તથા બ્રહ્મચારીને અરસપરસ હૃદયમાં પ્રેમભાવના ઉત્પન્ન થવી; શીશામાંથી તરણું કાઢી પાછુ આપવાનો બ્રહ્મચારીનો પ્રપંચ, ભોળા ખુશાલનો બ્રહ્મચારી પ્રત્યે વિશ્વાસ; બ્રહ્મચારીનુ આગમન કાયમ પોતાને ત્યાં રાખવા વિનંતિ: બ્રહ્મચારીએ ખુશીથી કબુલ કરવું.

## પ્રવેશ છઠ્ઠો.

(સ્થળ-વિદ્યાગવરીનુ મકાન.)

કીશોરદાસ તથા વિદ્યાગવરીની ગરીબી માટે ગમગીની. કીશોરદાસનુ નોકરીપર જવું: વિદ્યાગવરીની ચંદ્રકાન્ત માટે પ્રભુ પ્રાર્થના. વિનોદરાય તથા ચંદ્રકાન્તનુ આવવું; વિદ્યાગવરીને મળવાની આતુરતા: વિનોદરાયે તે વિચારથી ઉલટા થઈ ચાલ્યા જવું, ચંદ્રકાન્તે પોતાના મિત્ર મનહરના મકાનમાં જઈ સામેની બારીમાંથી વિદ્યાગવરીની મુલાકાત લેવી; ચાયના કપથી ગાઢ પ્રેમની શરૂઆત

## પ્રવેશ સાતમો.

(સ્થળ-ખુશાલનુ ઘર.)

નવીને બ્રહ્મચારીએ પ્રેમપંથનો બનાવટી બોધ આપવો, ખુશાલનું આવવું; રાત ઘણી જવાથી બ્રહ્મચારીને સુઈ જવા વિનંતિ; સર્વનું નિંદ્રાધીન થવું; બાદ ચોરનું આવવું; ખુશાલનું જાગી ઉઠવું; વાણીઆગત કરી ચોરને બંધન

કરવો; પોલીસને બોલાવી ચોકીપર લઈ જવો; સમય સારો જડતાં નવી તથા બ્રહ્મચારીનુ દાગીના લઈ પસાર થવું.

## પ્રવેશ આઠમો.

( સ્થળ—વિનોદરાયનું દીવાનખાનું. )

વિનોદરાયનો વિદ્યાગવરી સાથે પ્રેમ બાંધવા વિચારઃ રાધાગવરીએ ચંદ્રકાન્તના નામથી જુઠું બોલી વિદ્યાગવરીને વિનોદરાય પાસે મોકલવી: વિનોદરાયની વિદ્યાગવરી પાસે પ્રેમની માગણી; વિદ્યાગવરીએ તિરસ્કાર કરી ચાલ્યા જવું; બાદ રાધાગવરી તથા વિનોદરાયનો ચંદ્રકાન્ત સામે પ્રપંચ.

## પ્રવેશ નવમો.

( સ્થળ—લગ્ન મંડપ. )

વિદ્યાગવરી તથા ચંદ્રકાન્તનાં લગ્ન; પ્રપંચીઓની પ્રપંચ જાળ; ચંદા નાયકાનો નાચ; ચંદ્રકાન્તની ચંદા પ્રત્યે પ્રેમ દ્રષ્ટી.

## ટેબ્લો.

# અંક બીજો.

—— :o: ——

## પ્રવેશ પહેલો.

( સ્થળ–રસ્તો. )

જાનકીનાથ તથા વિનોદરાયનો ચંદ્રકાન્તને ચંદાને ઘેર લઈ જઈ ખુવાર કરવાનો વિચાર.

## પ્રવેશ બીજો.

( સ્થળ–ચંદાનું ઘર. )

ચંદ્રકાન્તનું ચંદાની પાસે આવવું: ચંદાએ પ્રેમમાં સડું બનાવવો: વિનોદરાય તથા જાનકીનાથનું આવવું; ચંદ્રકાન્તના પૈસાનું પાણી; નાચરંગ તથા મદીરાપાન.

## પ્રવેશ ત્રીજો.

( સ્થળ–રસ્તો. )

નાસી નીકળેલા બ્રહ્મચારી તથા નવીનું આવવું; બહારગામ જઈ નીર્ભય બની મોજશોખ કરવાનો વિચાર.

## પ્રવેશ ચોથો.

( સ્થળ–ચંદ્રકાન્તનું દીવાનખાનું. )

વિદ્યાગવરી તથા રાધાગવરીની મુલાકાત; રાધાગવરીએ ચંદ્રકાન્ત માટે હલકા વિચાર દર્શાવવા; વિદ્યાગવરીએ તિરસ્કાર કરવો; રાધાગવરીનું વીલે મોઢે પાછું જવું; બાદ

વિનોદરાય, જાનકીનાથ, ચંદા, વગેરે પ્રપંચી મીત્રમંડળનું ચંદ્રકાન્તના આમંત્રણથી આવવું; વિદ્યાગવરીએ ચંદ્રકાન્તને દુરાચાર માટે સમજાવવો; ચંદ્રકાન્તે તે વિચારથી વિરૂદ્ધ જાવું; નીતિચંદ્રે આવી સર્વને શીખામણ દેવી: સર્વેએ તેની મશ્કરી કરી હસી કાઢવું: નાચરંગ તથા મદીરાપાન.

## પ્રવેશ પાંચમો.

(સ્થળ—રસ્તો.)

નવી તથા બ્રહ્મચારીને શોધવા નીકળેલ બુશાલ તથા મશ્કરીઓ; કાકા ભત્રીજાનો હાસ્યવિનોદ: બાદ કીશોરદાસનું નીકળવું; વિનોદરાયે આવી કીશોરદાસને ચંદ્રકાન્તના અવળાં કૃત્ય નજરે બતાવવા લઈ જવું.

## પ્રવેશ છઠ્ઠો.

(સ્થળ-બગીચો.)

ચંદ્રકાન્તની રાહ જોતાં ચંદાનુ આવવું; ચંદ્રકાન્તાનું વિદ્યાગવરી સાથે મોટરમા આવવું; ચંદાને મોટરમાં સાથે બેસવા કહેવું; વિદ્યાગવરીએ નાયકાને સાથે નહીં બેસાડવા હઠ કરવી; ચંદા તથા વિદ્યાગવરીના ઝઘડા: બે બૈરીની વચમાં અધ્ધર લટકી રહેવા જેવી ચંદ્રકાન્તની સ્થિતિ; વિનોદરાયે આવી કીશોરદાસને આ બાબત નજરે બતાવવી; કીશોરદાસની દીલગીરી.

# અંક ત્રીજો.

——o.——

## પ્રવેશ પહેલો.

( સ્થળ—ચંદાનું મકાન. )

ચંદાએ ચંદ્રકાન્તને તથા તેના ઘરના કોઈપણ માણસને પોતાના મકાનમાં નહીં આવવા દેવા માટે દાસી તથા મિયાંને હુકમ કરવા; વિનોદરાયનુ આવવું; ધારેલી યુક્તિ પાર પડવાથી તથા ચંદ્રકાન્તની તમામ મીલકત પોતાના કબજામાં આવવાથી ચંદા તથા વિનોદરાયનું મલકાવું. ચંદ્રકાન્તનું કેદી હાલતમાં કોટવાળ સાથે જામીન ગીરીના એક હજાર રૂપીઆ માટે માગણી કરવા ચંદા પાસે આવવું; ચંદા પાસે પોતાની મીલ્કતમાંથી એક હજાર રૂપીઆની માગણી; ચંદાએ બદલી જઈ સાફ ઇન્કાર કરવો; ચંદ્રકાન્તના હૃદયપર વજ્રાઘાત; નિરાશ થઇ પાછા ફરવું; કરેલી ભુલનો પશ્ચાતાપ.

## પ્રવેશ બીજો.

( સ્થળ—રસ્તો. )

શાધાગવરીનું મલકાતા નીકળવું; વિદ્યાગવરી સાથે મુલાકાત; શાધાગવરીએ યુક્તિથી વિદ્યાગવરીના અંગ ઉપર રહેલા દાગીના પણ ઉતરાવી ચાલતા થવું.

## પ્રવેશ ત્રીજો.

( સ્થળ–ધર્મશાળા. )

વિદ્યાગવરીએ રાત્રી ઘણી જવાથી ધર્મશાળામાં આરામ કરવો; નાસી નીકળેલા બ્રહ્મચારી તથા નવીએ પણ આવી આરામ કરવો; તેને શોધવા નીકળેલ ખુશાલ તથા મથુરીઆએ પણ આવી એક બાજુ આરામ કરવો. જાનકીનાથ તથા વિનોદરાયે પણ આવી રાધાગવરીની આવવાની રાહ જોવી. જાનકીનાથ સુતેલા મુસાફરોના પોટલા તપાસવા. વિદ્યાગવરીનું જાગૃત થવું; રાધાગવરીએ આવી જાનકીનાથ તથા વિનોદરાયને બહારગામ ઉપડી જવા માટે ઉતાવળ કરવી. વિદ્યાગવરીએ આવી દાગીનાની માગણી કરવી રાધાએ નંનકાર કરવો; કોળાહળથી સુતેલા નવીન બ્રહ્મચારી. ખુશાલ તથા મથુરનું જાગી ઉઠવું; ચોરીની બુમ. પોલીસનું આવવું; અદ્ભુત ગોટાળો; પોલીસે સર્વને લઈ કોર્ટમાં જવું.

## પ્રવેશ ચોથો.

( સ્થળ–રસ્તો. )

ચંદ્રકાન્તને લઈ કોટવાળનું કોર્ટ તરફ જવું; વિદ્યાગવરીની મુલાકાત; ચંદ્રકાન્તને ધીરજ આપી વિદ્યાગવરીએ છુટા પડવું.

# પ્રવેશ પાંચમો.

બી. એ. થયેલ વિદ્યાગવરી બેરીસ્ટરના વેશમાં આવી ચંદ્રકાન્તનો બચાવ કરવો; પ્રપંચીઓના પ્રપંચનું પોકળ પ્રકાશ કરવું; વિનોદરાય, જાનકીનાથ. રાધાગવરી, તથા ચંદા વગેરેને યોગ્ય શીક્ષા; ચંદ્રકાન્તની માલ-મીલકત ચંદા પાસેથી પાછી અપાવવા જડજનો હુકમ; ખુશાલને નવી પાછી સોંપી બ્રહ્મચારીને દેશનીકાલ; સત્યનો વિજય આખીરી આનંદ.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



# મુખ્ય પાત્રોના નામ.

---

## પુરૂષ પાત્રો.

**ચંદ્રકાન્ત**—મુંબઇના રહીશ એક ધનાઢ્યનો પુત્ર.

**વિનોદ**—ચંદ્રકાન્તનો દુર્ગુણી મીત્ર.

**નિતિચંદ્ર**—મુંબઇના ધનાઢ્ય ગૃહસ્થ ચંદ્રકાન્તના પીતા.

**કીશોરદાસ**—સુરતના એક પ્રતિષ્ઠીત ગૃહસ્થ

**મનહર**—ચંદ્રકાન્તનો મિત્ર.

**ખુશાલ**—કાઠીયાવાડમાંથી વેપાર અર્થે મુંબઇ ગએલ વાણીઓ

**મથુરીઓ**—તેનો ભત્રીજો.

**જાનકીનાથ**—એક વણીક પુત્ર મવાલી સંગતમા થઇ ગએલ બાવા.

**બ્રહ્મચારી**—વેશધારી જોગટો.

**જડજ**—ન્યાયાસન ઉપર બીરાજનાર અધીકારી.

બાદ બેયા, કોટવાળ, રામો, સીપાઇ, ચોર, બાત્રા વગેરે, વગેરે.

## સ્ત્રી પાત્રો.

**વિદ્યાગવરી**—કીશોરદાસની પુત્રી, ચંદ્રકાન્તની પત્ની

**રાધાગવરી**—બી-એ. થએલ નાગરીકોમની એક યુવા.

**યશોમતિ**—ચંદ્રકાન્તની માતા.

**નવી**—ખુશાલચંદની સ્ત્રી.

**ચંદાનાયકા**—ગુણીકા, મુંબઇની રહેનારી.

બાદ દાસીઓ, વાંરાગનાઓ વગેરે, વગેરે.

# "ચંદ્રકાન્ત."

## નાટકના ગાયનો.

## અંક પહેલો.

### સ્તુતિ.

બાળાઓ (૧)

હેજે શરણ સતકાર્યના કરનાર સ્વામી તુ.

કૃપાનીધાન ધરત ધ્યાન હમ અજ્ઞાન તારનાર,

કષ્ટ હરણ તુમ્હારે ચરન એ.... ગોપાલ

કરત સ્મરણ તારે શરણ .......... બાલ

દીનદયાલ ... ...હે ..........પ્રતિપાલ તું.-

જગાદાધાર એ..........કષ્ટ હરણ............

બાળાઓ (૨)

ભારતના વીઘ્ન ક્યારે ટળશે કુસંપ જ્યારે બળશે આ દેશમાં

ફળશે જો આર્યની એકત્રતા આ હીન્દમાં —ભારતના.

સત્યાગ્રહ સર્વદા સંભાળશે ઉમંગથી ભારતના

ભાગ્યમાં લખાઇ એકયતા.

બેશ આર્ય દેશનો સુસ્નેહે સંભાળશે આશીવૃત પાળશે -

ભારતના.

વિહાગવરી— ( ૩ )

છે નીયમ નીતિ તણા જે આપથી અણુજાણ ક્યાં છે
સ્વર્ગ સુખ સાધે સદા જેને શીયળ સંગાત છે
ધર્મ ધારી જેહ નારી પામી પતિવૃત પાસમાં જે
કષ્ટ થાએ નષ્ટ સહેજે ન ડરે યમથી કદીએ
છે હૃદયભોળા જગતના બુદ્ધી કુસંગે મરે છે
દેખતા દવ અગ્નીના કંગાલ થઇ હાથે બળે છે.

વિહાગવરી - ચંદ્રકાન્ત— ( ૪ )

મળજો હૃદય હરનાર જીવન આધાર ફરી એક-વાર
ભુલો નહી ઓળખાણ અરે જીવજાન બની બે ધ્યાન-મ૦
મહોબત થઈ વીસરાય ના ભુલ થાય ચીત નીત ચહાય-મ૦
પ્રેમી ઘણા જગમાં (અરે વાહ વાહ) હર્યું દીલ હાય-મ૦

મધુર— ખુશાલ-- ( ૫ )

કાકા કાંઈ શરમાચો ધોળામાં ધુળ ઘાલી વાહ
કેવો કપુત બેટો જા જા છેટો....હું તો તારાથી હાર્યો
બસ કહું છું દુર જા (૨)................કાકા૦
કાકો કબાડી પુરો બગાડી સફેદ દાઢીને શરમાવી

× × +

જા ભાઈ કહુ છું જા હવે જા........(૨).......કાકા૦
સંભાળી ચાલજો કાકાજી મારા નહિ તો પુરા પસ્તાશો

ચંદ્રકાન્ત— ( ૬ )

કર્યો મને બેહાલ હાલત હાય ઓ પરી
હરી ગઇ હર્ષ હીંમત શાણી સુંદરી
વ્હાલી વીદયા—શું રહી ત્યાં
આવ આનંદ લઇ ગઈ કયાં
ખોઈ બેઠા શુદ્ધ સઘળી—માન મન હરી—કર્યો

રાધાગવરી— ( ૭ )

કંઇક ફેશનને ફંદે ફસાયા બની અંધ મતી મંદ ગયા મરી
પતંગ પાછડાય જેમ દીપકપર પ્રેમથી
રહેમ નથી આવતી જરી દીપકને રહેમ નથી આવતી જરી
સ્રીઓ છે લટક ચટક મારી વીષય અંધનું મન હરી-કંઈક.
અમ્બ્રેલા હાથ લઇ હેન્ડકરચીફ સાથમાં
ચસ્માને ચક્ષુએ ધરી ફેશનના ચસ્માને ચક્ષુએ ધરી
ડીયર સાથ હાથમાં હાથ ભરીને બાથ નીત્ય ફરી-કંઇક.

વીનોદ-રાધાગવરી— ( ૮ )

છે તમ દીલ સદા સાચું ચાહો છો ઓ દીલદાર
અંતર હાથ કરી લીધું સ્વીકારી સ્નેહે પ્યાર
ઈંટર ડયુસ હીત ધરી કરશું પાર્ટીમાં પ્રાણ આધાર
શીખી લવમેટરનો નાટક વીસ્કી બ્રાન્ડીથી બહાર
શોક સદાનો ત્યાગ કરી રોજ નવા શણગાર
મોટરમાં સંગ સદાયે ફરશું નહીં ડરશું ઓ દીલદાર

અદ્રકાન્ત-દોસ્તો— ( ૯ )

વાહ વાહ વાહ વાહ બ્રાન્ડી. તારી લહેજત
ઉંટ છાપ મેકર બનાવનારને ધનવાદ
આંખો રાતી થઈ મદમાતી અહા—અહા—અહા
ચાલો ઉપડો ચંદા પાસ, મોજ ઉડાવા તેની સાથ
શોખીનો માટે ઘડી છે ગુણકા પરીઓ ખાસ

નવી— ( ૧૦ )

થાય મારા મન માંહી કાંઈ કાંઈ થાય
જીવ જાયે વીસરૂ ન ખમાય
તણાય તન—થાય.
હાય ખીલી જુવાની, થઈ દીવાની
પ્રેમ પાણી પી મુંઝાણી
હવે શાને આ દરદો મુકાય—ન જાએ દન—થાય

બ્રહ્મચારી—નવી— ( ૧૧ )

આવો ભોળા બ્રહમચારી છુ સદાય હું આભારી
ભક્તી ભાવના તમારી જોઇ ચીત નીત ચહાય—આવો.
પાવો પ્રેમ રસ પાણી સાંભળી તમારી વાણી
હાય હું તો લોભાણી અરરર કાંઈ કાંઈ થાય—આવો
બોધ શેઠ ભામટાને આપજો સદાય
સુંદીર શેઠાણી સૌ તમારે હાથ ન્યાય
( જો જો દર્ગો ના થાય ) સચ્ચીદાનંદ ( ૨ )—આવો

શ્રીરાગવરી— (૧૨)

જગનાથ સાથ આપો આશા સદાય ફળવારે
મન માનતી ચીજ મળવા
દુ:ખ દારીદ્ર દુર કાપો-ઇચ્છાનુ સાર કરવારે
કૃષ્ણા તીરે નીર ભરવા—જગનાથ૦
વાચા ઉરે સ્વીકારી સહુ આફતો દુર ટાળી
તન તારણ રથીર સ્થાપો પુત્રી હવે પંથ પળવારે
શીષ્ય શ્યામના ચરણ ધરવા—જગનાથ૦

મંદ્રકાન્ત— (૧૩)

સાખી.

વિદારો શર્મને સલુણી પીઓ અંતરની આ ચાહને
ચહું હરદમ ઉમંગે હું તમારી એ નીગાહને
થઇ દીલદાર સદા દીલથી દીલ આરામ આપે
કર્યો દીલદાર તેને દીલતણી દુહાઇ આપે.
હતો જે રામને સીતાતણો સંબંધ વિસરો ના
મળી રાધા કૃષ્ણની જોડ આ સંસાર સાગરમાં
હતી તારામતિ ને દ્રૌપદી સમ થઈ સતિ રહેજો
તમો પણ પાન્ડવો હરીશ્ચંદ્રના ઇતહાસમાં રહેજો.

ખુશાલ—નવી— ( ૧૪ )

વાહ વાહ કારીગરીથી વાણીઆ બુધ્ધી વાપરીરે
નંદના ફંદ કોઈ ન જાણે વીદ્યા આપણીરે—વાહ
કેવો સાણુસડે સપડાયો
કેદી કરી કેવો પકડાયો (૨)
એમ.......................... હા .. ... ..વાહ

વીદ્યાગવરી—ચંદ્રકાન્ત— ( ૧૫ )

પ્રીય જીવન સફળ થયું મારૂં
પામી હું શરણુ તમારૂં—પ્રીય.
સંસાર મહા સાગરને તરવા
જડ જીવનમાં ચેતન ભરવા
અનુપમ દૈવત તમારૂં—પ્રીય.

# અંક બીજો.

જાનકીનાથ--વીનોદ-  (૧૬

શોક સદા ટાળો દીલથી ફુર પી વીરહી ભ્રાન્ટી
મીન બને છે ચપળ સદા પીના નીરો તાડી
ફરશું ફાન્ટ બની બધળે હા જગલ કે ઝાડી
નંદાજન તણી સંગે બેસી મોટર ગાડી
જો સ્લેજ વધારે થઈ ગયા તો ગોથા ખાતા ખાડી
લે લે પી પ્રેમ ધરી જીવજન લાવો ગુરૂજી રાખું માન
ચાલો બેઠા ભાવે દીલ જાન  શોક.

ચદા -  (૧૭)

શ્યામ કરત મારી છેડ સલુણા
ખેંચત ચુંદરી, મરે રન બીના—  શ્યામ૦
નયન લડાવત હરદમ પ્યારે
ધ્યાન લગા મન મોહન પ્યારે
લાજ ગઈ જમુના કે કીનારે—  શ્યામ૦

બ્રહ્મચારી—નવી—  (૧૮)

બ્રહ્મચારી પ્રાણુ થકી પ્યારા—જો જો સુજન દેતા ત્યાગી
ગભરાવ નહી વ્હાલી મારા તારા મુખડાની માયા લાગી
સંગે જમશું—રંગે રમશું
ફરશું ફરશું—આનંદ કરશું—એમ૦ ચક ચક ચક

જો સહેજ પડે ના નોધારા—સાચવજો વહાલા વેરાગી
હું હાથ ધરી નીત્યે માલા ખવરાવીશ ભીખ બધે માગી
પ્રીતમ ભોજન સંગ થશે કહો પછી ભુખ શું
નીત નવા બોધ ભણી ગાશું ગીત મુખશું—બ્રહ્મચારી.

વીહાગવરી— (૧૯)

ડરે ના કદી એ જેને સત્ય સાથે
સદા નીરભય એ જગમાં પડે કષ્ટ માથે—ડરે ના૦
ભલે હો સંહાર સ્રષ્ટી કરે દુર બુદ્ધી દ્રષ્ટી
રહે ગાજતા શીર હસ્તી જાયે જીવ ઘાતે—ડરે ના૦

ખુશાલ--મથુરીઓ— (૨૦)

કાકા આજ બન્યા ઘોડા ને હું અસવાર મજાનો
કરમ ફુટલો મળ્યો છોકરો જીદ મહી છે પાકો
ધીરે ઘોડા ચાલ નહીરે વાલ છોડતો બાપા
પુરી ફજેતી થઇ આજ ધીરો થા ધીરો હો ભા.
હજી ટેવ તું નથી છોડતો લાત મુજને ઝાડે
ક્યા માર વધારે નહી છોકરા સીદ ચામડી ફાડે.

જાનકીનાથ--રાખા— (૨૧)

રાધાબાઈ બતાવો મુક્તિ જીસે મીલ જાયે ઓ ચેલી
ઈશકા કોઈ નહી હયે બેલી— રાખા૦
ફળશે ગુરુ તમારૂં કામ જોડી બની રહે જય રામ
જો તો પડી ગઈ અકેલી હમસે રંગ સંગ રહે બેલી

મેરી જાન બની હુયે ઘેલી— રાધા૦
થાશે શીઘ્ર કામ એ આજ દીયા કર ચંદ્રકાન્ત તારાજ
થાશે વાત હવે સી છેલ્લી બોટલ ઉડ રહેગી ભેલી
મીલ જાયે નાર નવેલી— રાધા૦

યશાવતી -- (૨૨)

આશરો તમારો એક સૃષ્ટીનો શણગાર
થયો બાલ એ ચંડાળ
નીચ સંગતે વળી દે કષ્ટ કુલાંગાર
એ નાથ તું સંભાળ
કુળને કલંક રૂપ હોય એ ગમાર
હતો વાંઝીયામાં સાર પ્રભુ માર કા સુધાર

—:૦:—

# અંક ત્રીજો.

ચંદ્રકાન્ત— ( ૨૩ )

પડે સંકટ શીરે જ્યારે સબંધી સર્વ રહે અળગા
હશે જો પાસમા દોલત હજારો આવશે મળવા
ઉઘડી આ આખ અત્યારે થયા બેહાલ તે વારે
ગઇ ઉડી બધી મોહબત નથી કો દોસ્તને પરવા
નીરખતા જે વખત નાણા ઘના હાજર અંજલી ગા
હશે સો દેખતા ઉલટ પડ્યા મંડી મુંગા ફરવા પડે૦

વીયાગવરી— ( ૨૪ )

સતીને સંભાળ શાની શીરે સત્યને સજ્યુ છે
ભલે વાયે વા તોફાની જેનુ નાવ પાર ગયુ છે— સતી૦
થયુ નાવ પાર જેનુ ગયુ દુઃખ દુર તેનૂ
નહી લેવું નામ ભયનું— સતી૦

બ્રહ્મચારી— ( ૨૫ )

બ્રહ્મચારી ભમાવી ચીત દીધું
મન મારૂં ચોરી લીધું—
મૃદુ વાણી ઉચ્ચારી સ્નેહનયને લોભાવી
કામણગારી કામણ કાંઇ કીધું— મન૦
સંસારમાં સુખ જેને નારી નવોઢા સાથે
હશે જેને સ્નેહ દાન લીધુ

તનડું તણાયુ તમારા આ તેજથી (૨)
અધરામૃત અંક ભરી પીધું
મેરે વાહ વાહ અધરામૃત અંક ભરી પીધું— મન૦

**વીલાગવરી—** (૨૬)

મનમાં મરજાદ માન મન શું છે
તન અરપણુ કરવાનું છે—મનમાં૦
સાર અસાર સમજ વીણ સોદો સીદ કર્યો અય અંધા
ખર ખરચ નથી કાંઈ મંદા—મનમાં૦
છુપા કર્યાં જે કામ માનવ જગતથી અંજાણ છે
પણ આતમા પરમાતમાને સર્વ તેનું ધ્યાન છે
જોશે પરીક્ષા જનમથી કે મરણ તક શું થાય છે
જવું છે મુરખ હાથ ખાલી હયાં પડયું રહી જાય છે— મન૦

શાન્તી: શાન્તી: શાન્તી:



# જાહેર ખબર.

અમુલ્ય તક　　સુંદર　　અમુલ્ય તક

## મેસર્સ શંકરલાલ ભવાનજી એન્ડ કું.

હારમોનીયમ મેકર.

સંગીતના શોખીનોનું મનરંજન કરવા હીન્દુસ્તાનની હવાને અરના દરેક જાતના મજબુત અને ટકાઉ હારમોનીયમ તથા હેન્ડ હારમોનીયમનો જનરલ સ્ટોક ખુલ્લો છે. તેમજ રીપેરીંગ કામ પણ કીફાયત ભાવથી માલીકની જાતી દેખરેખ હેઠળ ખાત્રીપુર્વક કરી આપવામાં આવશે, એક વખત પધારી આ તકનો લાભ લેવા હમારા કદરદાન ગ્રાહકોને ખાસ વીનંતિ છે.

માલેક.

**શંકરલાલ ભવાનજીની કુંપની.**

ઠે૦—ટોપીવાલાની બીલ્ડીંગમાં. સેન્ડહર્સ્ટ રોડ,

મુંબઈ, નં. ૪

# જાહેર ખબર.

નીચે લખેલા નાટકના ઓપેરા કુંપનીના જ્યાં મુકામ હશે ત્યાંથી રોકડી કીંમતે મળશે

| | |
|---|---|
| હીન્દ ઉદય | ૦—૪—૦ |
| ચંદ્રકાન્ત | ૦—૪—૦ |
| દેશ સેવક | ૦—૪—૦ |
| નીર્મળ ગંગા | ૦—૪—૦ |

## માલેક—ભીખાલાલ વૈદજી.

રાષ્ટ્રીય નાટક સમાજ.

આ બુક શાહ ચુનીલાલ અમીચંદના નરેન્દ્ર પ્રીંટીંગ પ્રેસમાં
અંબાલાલ જેઠાભાઈ નીમજીએ છાપ્યું—સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ